# ભારીઆ વર્ણન.

रचनार.

नर्मदापुरी भवानीपुरी.

દુહો.

જોઈ માનસિંહ ગુણનિધિ, કદરદાન સરદારનું
પ્રિતે મેં અરપણ કર્યું, લઘુ પુસ્તક આ વાર.—૧



સુરત મધે.

શ્રીભવાની સામું અબદુલ્લા મિયાંવાળી ચકલીમાં.

સુરત વિક્ટોરીઆ પ્રેસમાં

મંછારામ ઘેલાભાઈએ છાપ્યું.

સંવત ૧૯૩૫. સને ૧૮૭૯.

કીમત ૧॥ આનો.

# બારીઆ વર્ણન.

રચનાર.

नर्मदापुरी भवानीपुरी.

દુહો.

જોઈ માનસિંહ ગુણનિધિ, કદરદાન સરદાર;
પ્રિતે મેં અરપણ કર્યું, લઘુ પુસ્તક આ વાર.—૧



સુરત મધ્યે.

કીલ્લાની સામુ અબદુલ્લા બેગવાળી હવેલીમાં
સુરત વિક્ટોરીયા પ્રેસમાં
મંછારામ ઘેલાભાઈએ છાપ્યું.

સંવત. ૧૯૩૨. સને ૧૮૭૬.

કીંમત ૧॥ આનો.

आ चोपडीनी छपामणी वीगेरेनो
खरच महाराजा श्री मानसिंहजी
महाराजे आप्योछे.

# પ્રસ્તાવના.

મને કવિતાનો ઘણો શોખ હોવાને લીધે હું અવકાશને સમયે એજ ઉદ્યોગ કરૂં છું.

મેં પિંગળનો અભ્યાસ નાંદોદની સેકંડ ગ્રેડ આંગ્લો વર્નાક્યુલર સ્કૂલના હેડ માસ્તર મેહેરબાન જયરામ રત્નજી પાસેથી કર્યો છે. એ અભ્યાસ મારો હજુસુધી પરીપૂર્ણ થયો નથિ. તે પૂર્ણ કરવાની મારી આકાંક્ષાછે. મેં બીજી વિદ્યાનો અભ્યાસ પણ એઓ સાહેબની પાસેથીજ સંપાદન કર્યોછે. તેથી હું તેમનો મોટો આભારી છું. એ બદલો વાળવાને હું અશક્ત છું. પણ તે બદલો વાળનાર એક ઈશ્વરજછે.

## પ્રભુ પ્રાર્થના.

### દુહો.

જય શ્રી ગુરૂ જયગામને, સારે સ્થાને સ્થાપ;
આ કવિતા જે હું રચું; તે તેનો પરતાપ. ૧.

સર્વ વિદ્વાન તથા કવિભૂપોને મારી એજ અરજ છે કે આ બાળ કાવ્યમાં જે જે ભૂલો હોય તે સુધારીને વાંચવાનો શ્રમ માફ કરશો તો હું તેમનો મોટો આભાર માનીશ. એજ અરજ.

આ કવિતા સજ્જનોને વાંચતાં રસ રહિત તો લાગશે કારણ કે કવિતામાં રસ, અલંકાર વિગેરે હોય તોજ રસિક લાગે તે પ્રમાણે આમાં નથિ.

હું, છું, તમારો આજ્ઞા ધારક સેવક
નર્મદાપુરી ભવાનીપુરી.

શ્રી૦ાા

શ્રી સરકાર માહારાજાધિરાજ માહા-
રાવળ શ્રી માનસિંહજી મહારાજ.
સંસ્થાન બારીઆ.

હે મહારાજાંધિરાજ આપે રેવાકાંઠા ઇલાકામાં સઘળા રાજાઓ કરતાં સારો વિદ્યા સંપાદન કરીછે. એ વિદ્યારૂપી રત્ન આપના કોમળ હૃદય કમળમાં રમી રહ્યાથી વિદ્વાનોના ગુણનો ગણના કરોછો, વિદ્યાના વ્યસનીઓને ચાહોછો, અને વિદ્યારૂપી વૃક્ષનું બીજ સારી રીતે વાવીને તેનું ફળ પોતાની પ્રજાને ચખાડવાની ઇચ્છા રાખોછો; એવું ધારી આ લઘુત્તમ કાવ્ય આપની સેવા વિષે અંતઃકરણથી નમ્રતા પૂર્વક અર્પણ કરૂંછું તે સ્વીકારશો.

# अंतर लापिका.

## मनहर छंद

ભૂ માહીં વિશેષ યશ વાધીઓ આ વાત દિસે,
નમે નર મોટામોટા આવી રોજ જેમને;
ભાળીને સિંહને જેમ ત્રાસી નાસી જાય ઢોર,
તેમ ત્રાસે હર્ષ તજી ભાળી ચોરો તેમને;
સુધારાના સામા' ધસે કુધારાના મૂળ હણે,
ફેલાવે વિદ્યાનો રાસ હાલ દેશ એમને,
તર્ક ને વિતર્કના જ જાણી ગુણી એજ રાય,
કરૂં અરપણ નમી નેજ ગ્રંથ તેમને. ૧.

હું, છું, આપનો અશુલ્ક સેવક
નર્મદાપુરી ભવાનીપુરી.

# મંગળા ચરણ.

## ઈશ્વર સ્તુતિ.

## વસંતતિલકા છંદ.



પાયે નમું પ્રભુ તને ઉર ભાવ ધારી;
તારી ગતિ જગતથી ઘણી છેજ ન્યારી;
પક્ષી પશુ જન અને શુભ ઝાડ ભારો;
આધારછે સકળને પરિ બ્રહ્મ તારો.
તેથી હરિ મુજ પરે કરૂણા કરીને;
આપો મતિ શુભ અતિ જડતા હરિને,
તો તો રચું તમ કૃપા થકી ગ્રંથ નાંનો,
જાણું નહિ લવ ગુરૂ લઘુ માત્ર કાનો.
છે કાવ્યમાં મતિ અતિ ખરી મંદ મારી,
તેતો ટળે જવ કૃપા હરિ થાય તારી,
આશા પુરી કુડ મતિ પ્રભુ તુ વિડારી,
વાણી જીભે વિમળ દૈ કરવાર મારી.



## દુહા.

રેવાકાંઠા જે રૂડો, ઇલાકો કે'વાય;
સંસ્થાન છે બારીઆ, તે ઇલાકા માં'ય. ૧
પ્રાચીનથી એ બારીઆ, છે ગાદીનું સ્થાન;
તેનું વર્ણન હું કહું, સુણો ધરીને ધ્યાન. ૨
પાનમ સરિતા નિકટએ, છે શોભીતું ગામ;
રામજી મંદિર આદિ ત્યાં, દેવોના છે ધામ. ૩
શિવજી સુરજેશ્વર અને, સૂર્ય નામના દેવ;
તે દેવોના પ્રેમથી, કરે સર્વજન સેવ. ૪
સરતટ પર શંકર તહાં, હંસનાથ આવાર;
વળી હરદમ લાલા તણું, ધામ ગામની બા'ર. ૫
ગણપતિ ને અંબાતણાં, બે દેવાલય જેહ;
દરવાજાની નિકટ તો, શોભા આપે તેહ. ૬
દેવગિરિની ઉપરે, દેવગઢ મહારાજ;
બહુ પરતો ચાલે ખરો, તેજ દેવનો આજ. ૭
જીર્ણ દુર્ગ એ ગામની, આજૂ બાજૂ છેજ;
નૂતન થઇછે માંડવી, તે શોભા આપેજ. ૮
ઉર્દુ ને ગુજરાતી ત્યાં, રૂડી બેજ નિશાળ;
જે માંહી અતિ હર્ષથી, ભણતાં દિસે બાળ. ૯
લાઇબ્રેરિ પુસ્તક થકી, રે'છે ભરી સદાય;
જેને ઇચ્છા થાય તે, મફત વાંચવા જાય. ૧૦

ઑફિસ પોસ્ટ તણી અને, ઔષધ શાળા જેહ;
સૂખ પ્રજાને પામવા, સ્થાપી રાયે તેહ. ૧૧

મનહર છંદ.

આજ રાજ બારીઆનું સુધરેલું થોડું ઘણું;
રેવાકાંઠા માંહિ સરવોપરી ગણાયછે;
પ્રથમ હતો કુધારો બહુ એજ ગામ માંહિ,
તે કુધારો નિકળીને સુધારો થપાયછે.
બની સડકો સપાટ સાફ વાળેલીજ વાટ,
વારે વારે વારિ તેની ઉપરે છંટાયછે;
સડકોની બેઉ બાજુ ફાનસોની હાર કાઢી,
કૃષ્ણ પક્ષ માંહિ તેમાં રોશની તો થાયછે.
રાજ ગ્રહ પાસે બાગ શોભીતો રચ્યો અથાગ,
જેની માંહે પુષ્પ પરીમળવાળાં થાયછે,
જુઈ જાઈ મોગરો ને ચંપેલી અપાર સાર,
બહું બેકે તેની વાયૂ વાયે પ્રસરાયછે.
જુદાં જુદી જાતિ તણા ઝાડ ઈંગરેજી ઘણા,
જાણીને રૂપાળાં મહીં લાવીને વવાયછે.
ભિન્ન ભિન્ન તેના રંગ જોવાને થાએ ઉમંગ,
નાસિકાને નેહ નહિ ચક્ષુ તો ચહાયછે,
વળી ગામ બાર એક રૂડું છે તહાં તળાવ,
તેના આરા સારા બાંધ્યા પથ્થરે સુધારીને,

નીરમળ નીર સ્થીર રહે ભર્યું તેમાં વીર,
તેથી સુખ મળે ઘણું ના'વા નર નારીને;
ચારે બાજુ પાળો થઈ ચુના ઈંટે તે ચણાઈ;
ફરે જળચર માંહિ ભક્ષને વિચારીને,
એક ઉપયોગી તહીં રહે કચ્છ તેની માંહિ,
તે તો જીણા જીવ મારી રાખે સ્વચ્છ વારીને.



## દુહા.

કોયડાનો કુપ ત્યાં થકી, જોજન એક ગણાય,
જળ નિરોગી તેહનું, તેથી પીએજ રાય; ૧૨
હવા સારી પીપળોદની, માટે રાખી ભાવ,
સાહેબ આવે તે તહિં, નાંખે છેજ પડાવ. ૧૩
મુખ્ય પાકમાં ઘઊં ચણા, ને ચોખા બહુ થાય;
નિપજે મકાઈ તે બધે, સર્વ થકી વખણાય. ૧૪
સારો કાઠ ઈમારતી, થાયે ડુંગર માં'ય,
વ્યાપારે વિદેશમાં, તે લોકો લઈ જાય; ૧૫

## વન વર્ણન.

દેવ ગિરિ નામે તહાં, પર્વત મોટો એક,'
વનસપતિ ઉપયોગની, તેમાં ઉગે અનેક; ૧૬
સાગ સીસમને આમલી, ખાખર મહુડા જેહ,

બદ્રા બાવળ લીમડા, એના ન મળે છેહ. १७

સીમળ, સાદડ, આમળો, જાંબુ, રાયણ, આલ,
આવળ ટીમરવા અને, સમી વૃક્ષ પણ ભાળ. १८

ઇંદરજવને ગોખરૂ, ધોળી મુશળી થાય,
ગરમાળાની શીંગ એ, ઘણી ગુણકારી ગણાય. १૯

ચારોળી, કદળી અને, છે આંબાનો પાક,
વડ ટેટા બહુ નીપજે, ખાયે કાબર કાક, २०

રાયણ નકટી ધાવડો, ઊંબરડાજ અપાર,
ખેર કરમદા ફળમએ, થાય શૈલ મોઝાર. २१

પારી જાતક પુષ્પને, કાંટા શળીઓ પૂર;
બીલી અર્જુન પત્રિએ, શિવને ચઢે જરૂર. २२

સીતાફળને જાંગફળ, એ પણ અપરંપાર,
કદી અને બહુ ખાય તો વિકાર છે કરનાર. २३.

## ભુજંગી છંદ.

ફરે એ નગે ઘાતકી પ્રાણી ઝાઝા,
હણે તે શિકારે ચઢીનેજ રાજા;
ગહા ઝાડના જૂથતો ત્યાંજ થાયે,
દિને તે ગહીં વ્યાઘ્ર જૈને ભરાયે. १.
રહે સાબરો રોઝ ચિત્તા અતિશે,
અને ભુંડ રીછો કપિ રાન વિષે;

મૃગો જાંબુકો લોંકડી જે કહાવે,
ફદો માણસો હાથ ભાગ્યેજ આવે. ૨.

બગો સારસો તીતરો વાટ ઘાટે,
વળી બાજ ગીધો ઉડે માંસ માટે,
ફરે સર્પ ઘો વીંછીઓ કષ્ટ કારી,
નડે શાહુડી પીંછથી મારનારી. ૩.

ભમે ભૃંગના વૃંદ સુગંધ કાજે,
મળે પુષ્પ તેવું તહાં જૈ બિરાજે,
સુગંધી મળી કે પછી સ્વાદ લૈને;
વસે વાસ અંબૂજમાં ત્યાંથી જૈને. ૪.

ઘણા રક્તચંચુ મીઠા બોલ બોલે,
કરે ગાન મેના સુકંઠે અતોલે,
નમી અંબની ડાળ સારી તપાસી,
રહી ત્યાં વદે કોકિલા વાણી ખાસી. ૫.

ચઢે મેઘ આકાશમાં વીજ થાયે,
તહાં તે સમે મોર નાચે કળાયે;
રમીને કરે શબ્દ મલ્લાર રાગે,
સુણંતાજ કાને અતી મિષ્ઠ લાગે. ૬.

રહે ચાતકો મેઘની આશ ધારી,
પિયે નાહિ બીજું તજી સ્વાતિવારી,
અતિ એ વિના પક્ષીઓ છેજ ફર્તાં;
ભરી ખાજથી પેટ આનંદ કર્તા. ૭.

## દુહા.

ઇત્યાદિ ઇશ્વર લીલા, વનની કહી ન જાય,
મારી અલ્પ બુધ્ધિ થકી, તે તો ના વર્ણાય. ૨૪

---

રૂડા એ ગ્રામજ વિષે. માનસિંહજી રાય,
રાજ કરે શુભ રીતથી, નિર્મળ ન્યાયો થાય. ૨૫
પૃથીરાજ મહારાજના, એ છે રૂડા સૂત.
ઘોટક વિધ્યાને વિષે, દિસે અતિ અદભૂત. ૨૬
ગુજરાતી ઉર્દુ અને, લાટિન જે વિદ્યાય.
ઇંગ્રેજી એ સર્વમાં, નિપૂણ રાય કે'વાય. ૨૭
માનસિહ મા'રાજનો, રૂડો શાંત સ્વભાવ,
પરમારથના કામમાં, પૂરો દિલ દરીઆવ, ૨૮
વળી રાયને વ્યાઘ્રના, શિકારનો અતિ પ્યાર,
મારી ગોળી એકને, પ્રાણ તર્ત લેનાર. ૨૯
બીજો નંબર મહિપનો, રેવાકાંઠા માય,
નવ તોપોનું માનજે, મા'રાણીને ત્યાંય. ૩૦

## હરિગિત છંદ.

માનસિંહ મા'રાજને છે માન તેથી ચોગણું;
હરિ આપજે કરૂણા કરી વળી કાપજે દુઃખ તે તણું,

એ માન આપે ચાહીને વિદવાનના સમાજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તું માનસિંહ મા'રાજને. ૧
ગુણીઅલ ઘણા ને કદરવાળા ઉર દયાળું રાય છે,
પ્રેમી દિશે પરજા તણા શુભ તે પ્રજાનું ચા'ચછે.
બહુ પ્રેમ રાખી પામરોના કાપી નાંખે વાજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તું માનસિંહ મા'રાજને. ૨
જેવા ગુણી એ રાય તેવા પુત્ર તેને આપજે,
રેવા તટે પ્રભુ આદિ નંબર તેહનો પછી થાપજે,
અતિ રિધ્ધિ સિધ્ધિ અખૂટ તુજ ભંડારથી નિવાજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તું માનસિંહ મા'રાજને. ૩
જયમ ચંદ્રની ચઢતી કળા શુદ પક્ષમાં દિસે ઘણી,
ત્યમ ચઢતી કળા કરજે અતિ એ રાયની ગાદી તણી,
કરજે નિકંદન વેરીઓના વંશનું સમે આજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તું માનસિંહ મા'રાજને. ૪
એ રાજ કરશે રીતથી નહિ ગેર રીતે ચાલશે,
જે સંકટો પરજા તણા એ ભાળશે તે ટાળશે;
એ ટાળશે નિજ દેશમાંથી જરૂર કુડા કાજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તું માનસિંહ મા'રાજને. ૫
જશ વાધજો ઝાઝો અને થાજો સફળ મનકામના,
રે'જો સદા સુખમાં અને કરજો સદા શુભ નામના,
આશિષ મારી એજછે અંતર થકી અધિરાજને,
પ્રભુ રાખજે સુખમાં સદા તુ માંનસિંહ મા'રાજને. ૬